આપ્યું છે. આ પુસ્તકની રચનાથી ભૂગોળના શિક્ષણમાં ટ્રેન્ડ, અટ્રેન્ડ, અને સાધારણ કેળવણી પામેલાને પણ સરળતા થઇ છે. પુસ્તકની રચના અને શિક્ષણ શૈલી એ બે ભિન્ન છે. તેમાં આપે શિક્ષકોને ભૂગોળ શિખવવા માટે પુસ્તક વાચ-નમાં તથા તે ઉપરથી બાળકોને સમજાવતાં જે કાળક્ષેપ થાય છે તેનો ખાસ અટકાવ આ પ્રશ્નો-ત્તરમાળા વાપરવાથી થાય, એવી યોજના કરેલી જણાય છે. દરેક શિક્ષક ધ્યાનપૂર્વક પુસ્તક વાંચે, વિચારે અને પછી નોટ કરી તે શીખવે ત્યારેજ ભૂગોળનો વિષય બાળકને સમજાવી શકે છે. આ બધું પ્રશ્નોત્તરમાળામાં સ્પષ્ટપણે ખુલાસાવાર અને વિગતવાર આવી જાય છે, તેથી મારા શિક્ષક તરીકેના અનુભવથી જણાવું છું, કે આ પુસ્તક શિષ્ય, શિક્ષકો અને સામાન્યજ્ઞાન મેળવવા ઇચ્છતા જનસમુહને ઘણુંજ ઉપયોગી થઇ પડે એવું આલેખાએલું છે. આનો ઉપયોગ કરવાથી બાળકો જલદી આ વિષયમાં પારંગત થઇ શકે તેમ છે."



## રા. રા. છગનલાલ મોતીરામ શાહ.

શાહપોર—સુરત.

સલામ દિગર—"આપની બનાવેલી "ચોથા ધોરણની ભૂગોળની પ્રશ્નોત્તરમાળા" મેં પહેલેથી છેવટ સુધી વાંચી. અહીંની સ્કૂલમાં ધોરણ ચોથામાં ભૂગોળની પરીક્ષા હંમેશાં લખાણથી થાય છે, માટે અહીંના શિક્ષકોને ભૂગોળના પુસ્તક ઉપરથી પ્રશ્નોત્તર લખાવવા પડતા તે મહેનત આપના પુસ્તકથી ઘણી ઓછી થઇ છે. પ્રશ્નો પણ આપે નવા ધોરણમાં મંજુર થયા પ્રમાણે ભૂગોળમાંથી ચૂંટી ઉત્તમ પ્રકારે ગોઠવ્યા છે, જેથી વિદ્યાર્થીઓને એક વાર વાંચી જવાથી સહજ યાદ રહી જાય છે, તે મારા જાતિ અનુભવથી જણવામાં આવ્યું છે. આવા પ્રશ્નોત્તરમાં બાળકને પણ રસ પડે છે, અને શિક્ષકની મહેનત વૃથા જતી નથી. આવું ઉત્તમ પુસ્તક બહાર માટે આપને ધન્યવાદ આપું છું, અને આપના પ્રયાસને સારૂં ઉત્તેજન મળે એમ ઇચ્છું છું." એજ.

લિ૦

તા૦ ૯-૧૨-૧૯૧૯.
માંગરોળ (કાઠિઆવાડ)

ભગવાનજી દેવજી પંડયા.
તાલુકા સ્કૂલ માસ્તર.

---

દેશી રાજ્યોમાં ટેકસ્ટ બુકસ, ઇનામ અને લાયબ્રેરી માટે મંજુર થએલો અને કેળવણી ખાતાના અધિકારી સાહેબો તેમજ વિદ્વાન સદ્‌ગૃહસ્થોના ઉત્તમ સર્ટિફિકેટ પામેલો

—: પાંચમા ધોરણનો :—

# મુખગણિત શિક્ષક ભાગ ૬.

૮ ના ગુણોત્તરની સંપૂર્ણ નોંધ સાથે, તમામ ગુણોત્તરના લેખાં ફક્ત ત્રણજ રીતથી ગણી શકાય એવી નવીન સરળ યુકિતવાળો.

રચનારઃ—છગનલાલ મોતીરામ શાહ.
"ડિકટેશન શિક્ષક" વગેરેના કર્તા.
રચનારનું ઠેકાણુંઃ—શાહપોર–સુરત.

પ્રસિદ્ધ કર્તા—છગનલાલ મોતીરામ શાહ.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર–સુરત.

સુરત ચકટાના પુલપર ટાંકી પાસે આવેલા 'શંકર' પ્રિન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

આવૃત્તિ ૬ ઠ્ઠી ] [ પ્રત ૧૯૦૦.



સંવત ૧૯૭૯] કિંમત રૂ. ૦–૪–૦ [સને ૧૯૨૨.

મહેરબાન જામનગર એજયુકેશનલ ઇન્સ્પેકટર સાહેબની ઓફિસના એ૦ જા૦ નં૦ ૪૪૧ તા. ૨૧-૭-૧૯૧૯ના પત્રમાં જણાવવામાં આવ્યું છે કે

# "અંકગણિતનાં મનોયત્ન"

આ સ્ટેટની સ્કૂલોમાં બીજા ધોરણમાં ટેકસ્ટ બુક તરીકે મંજુર કરવામાં આવેલ છે. પાચ આના.



મહેરબાન કાઠિઆવાડના એજંટ ટુ ધ ગવર્નર સાહેબ બહાદુરે પોતાના હુકમ નં. ૭૯ તા. ૨-૮-૧૯થી

"અંકગણિતનાં મનોયત્ન"

કાઠિઆવાડ એજન્સિની તમામ પ્રાયમરી સ્કુલોમાં ઇનામ અને લાયબ્રેરી બુક તરીકે મંજુર કર્યો છે.



## હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ચાર આના.

## પાંચમી ચોપડીનો "ડિકટેશન શિક્ષક" ચાર આના,

# પ્રકરણ ૧.

## મનોયત્ન ૧.

### નીચેની સંખ્યાના ગુણોત્તર કાઢો.

| | | |
|---|---|---|
| રૂપીઓ : બે આની | રૂપીઓ : ૩ પાઈ | આનો : ૨ ઉપઆના |
| રૂપીઓ : ૧૨॥ દોકડા | રૂપીઓ : ૨૫ બદામ | આનો : ૧૨॥ બદામ |
| રૂપીઓ : ૧૦ સુ૦ પૈસા | રૂપીઓ : ૪ ઉપ આના | આનો : ૧૦ બદામ |
| રૂપીઓ : ૧૦ દોકડા | રૂપીઓ : ૨ પાઈ | આનો : ૦॥ સુ૦ પૈસો |
| રૂપીઓ : ૮ સુ૦ પૈસા | રૂપીઓ : ૧ દોકડો | આનો : ૧ પાઈ |
| રૂપીઓ : ૧૬ પાઈ | રૂપીઓ : ૫/૬ દોકડા | આનો : ૧ ઉપઆનો |
| રૂપીઓ : ૧ આનો | રૂપીઓ : ૨/૩ સુ૦ પૈસા | આનો : ૬। બદામ |
| રૂપીઓ : ૬। દોકડા | રૂપીઓ : ૨/૧૫ આના | આનો : ૫ બદામ |
| રૂપીઓ : ૫ સુ૦ પૈસા | રૂપીઓ : ૫/૬૨ દોકડા | આનો : ૦। સુ૦ પૈસો |
| રૂપીઓ : ૫ દોકડા | રૂપીઓ : ૧/૩ સુ૦ પૈસા | આનો : ૦॥ પઈ |
| રૂપીઓ : ૪ સુ૦ પૈસા | રૂપીઓ : ૧/૧૫ આના | આનો : ૬/૧૫ ઉપઆના |
| રૂપીઓ : ૮ પાઈ | રૂપીઓ : ૪/૫ પાઈ | આનો : ૧૦/૩ બદામ |
| રૂપીઓ : ૬/૧૫ આના | રૂપીઓ : ૧ ઉપઆને | આનો : ૦॥ ઉપઆનો |
| રૂપીઓ : ૬/૩ સુ૦ પૈસા | રૂપીઓ : ૦॥। પાઈ | આનો : ૨॥ બદામ |
| રૂપીઓ : ૧૦/૩ દોકડા | રૂપીઓ : ૫ બદામ | આનો : ૦। પાઈ |
| રૂપીઓ : ૬ પાઈ | રૂપીઓ : ૦। સુ૦ પૈસો | આનો : ૦। ઉપઆનો |
| રૂપીઓ : ૨॥ દોકડા | રૂપીઓ : ૨/૪૫ આના | આનો : ૨૫ વીસવસી |
| રૂપીઓ : ૨ સુ૦ પૈસા | રૂપીઓ : ૨/૯ સુ૦ પૈસા | આનો : ૧/૮ પાઈ |
| રૂપીઓ : ૪ પાઈ | રૂપીઓ : ૫/૧૮ દોકડા | આનો : ૧ બદામ |
| રૂપીઓ : ૧ પૈસો | આનો : ૧ અધેલો | આનો : ૫/૩ બદામ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| આનો | : ૨/૨૫ ઉપઆના | પૈંડ | : ૦॥ પેના | શેર | : ૪ રૂ૦ ભાર |
| આનો | : ૫/૨૨ બદામ | પૈંડ | : ૯/૩ ફાર્થિંગ | મણ | : ૫ શેર |
| આનો | : ૧/૨૫ ઉપઆનો | શિલિંગ | : ૧॥ પેન્સ | મણ | : ૨॥ શેર |
| આનો | : ૧ ઉ૦ ૩૦ આ. | શિલિંગ | : ૬/૫ પેન્સ | મણ | : ૧। શેર |
| આનો | : વીસવસી | શિલિંગ | : ૧ પેની | મણ | : શેર ૦॥= |
| આનો | : ૨/૨૫ ઉપઆના | શિલિંગ | : ૦॥ પેની | મણ | : શેર ૦।- |
| આનો | : ૫/૧૮ બદામ | શિલિંગ | : ૩/૫ પેના | મણ | : ૦। શેર |
| પૈંડ | : ૨॥ શિલિંગ | શિલિંગ | : ૨ ફાર્થિંગ | મણ | : નવટાંક |
| પૈંડ | : ૨ શિલિંગ | શિલિંગ | : ૨/૫ પેના | એકર | : ૨॥ ગુંઠા |
| પૈંડ | : ૧ શિ. ૮ પેન્સ | શિલિંગ | : ૧॥ ફાર્થિંગ | એકર | : ૧। ગુંઠા |
| પૈંડ | : ૧। શિલિંગ | શિલિંગ | : ૩/૧૦ પેની | એકર | : ૧૦ આના |
| પૈંડ | : ૧ શિલિંગ | શિલિંગ | : ૧ ફાર્થિંગ | એકર | : ૨॥ આના |
| પૈંડ | : ૧૦ પેન્સ | શિલિંગ | : ૦॥ ફાર્થિં. | એકર | : ૪ ગુંઠા |
| પૈંડ | : ૮ પેન્સ | શિલિંગ | : ૦। ફાર્થિંગ | એકર | : ૨ આના |
| પૈંડ | : ૭॥ પેન્સ | શિલિંગ | : ૩/૨૫ પેના | માઇલ | : ફર્લાંગ |
| પૈંડ | : ૬ પેન્સ | શિલિંગ | : ૧/૨૦ પેની | માઇલ | : ૦॥ ફર્લાંગ |
| પૈંડ | : ૫ પેન્સ | શિલિંગ | : ૧/૩૦ પેની | માઇલ | : ૦। ફર્લાંગ |
| પૈંડ | : ૩॥ પેન્સ | શિલિંગ | : ૩/૧૬ ફાર્થિંગ | માઇલ | : ૫ પોલ |
| પૈંડ | : ૨॥ પેન્સ | શિલિંગ | : ૩/૮૦ પેની | માઇલ | : ૧। પોલ |
| પૈંડ | : ૧ ૨/૫ પેન્સ | શિલિંગ | : ૬/૩૦ પેની | માઇલ | : પોલ |
| પૈંડ | : ૨ પેન્સ | શેર | : નવટાંક | ફર્લાંગ | : ૫ પોલ |
| પૈંડ | : ૧ પેના | શેર | : અધોળ | ફર્લાંગ | : ૨॥ પોલ |
| પૈંડ | : ૩॥ ફાર્થિંગ | શેર | : ૧। રૂ૦ ભાર | ફર્લાંગ | : ૧। પોલ |
| | | | | ફ૦ | : ૫ પોલ |

| | | |
|---|---|---|
| રૂડ : ૨॥ પોલ | પૌડ : ૨॥ ગ્રેન | ગાદિઆણો : ૦॥ વાલ |
| રૂડ : ૧॥ પોલ | પૌડ : ૨૪ પેનીવેટ | ગદિઆણો : ૦॥ રતી |
| માણી : ૧॥ મણ | પૌડ : ૧ પેનીવેટ | એવોર્ડુપેઇઝ વજનનું |
| માણી : ૦॥ મણ | પૌડ : ૧૮ ગ્રેન | પૌંડ : ૨ ઔંસ |
| માણી : ૧૫ શેર | તોલો : ૦॥ માસો | પૌંડ : ઔંસ |
| માણી : ૭॥ શેર | તોલો : ૦॥ માસો | પૌડ : ૦॥ ઔંસ |
| માણી : શેર ૧॥।= | તોલો : વાલ | પૌડ : ૦। ઔંસ |
| માણી : ૪ શેર | તોલો : ૧.૧ રતી | પૌંડ : ૧ ડ્રામ |
| માણી : ૨ શેર | વર્ષ : ૧॥ માસ | ફરો : ૨ પાયલી |
| માણી : ૧॥ શેર | વર્ષ : ૦॥ માસ | ફરો : પાયલી |
| ગ્રોસ : ૧॥ ડઝન | વર્ષ : ૩૬ દિવસ | પૌડ : ૦॥ પાયલી |
| ગ્રોસ : ૦॥ ડઝન | વર્ષ : ૧॥ દિવસ | ફરો : ૦। પાયલી |
| ડઝન : ૧॥ નંગ | ફુટ : ૧॥ ઇંચ | ફરો : ૦। શેર |
| ડઝન : ૦॥ નંગ | ફુટ : ૦॥ ઇંચ | ખાંડી : ૨॥ મણ |
| એપૅાથીકરી તોલ | કળશી : ૨ મણ | ખાંડી : ૧। મણ |
| પૌંડ : ૧॥ ઔંસ | કળશી : મણ | ખાંડી : ૨૫ શેર |
| પૌંડ : ૦॥ ઔંસ | કળશી : ૦॥ મણ | ખાંડી : ૧૨॥ શેર |
| પૌડ : ૩ ડ્રામ | કળશી : ૦। મણ | ખાંડી : શેર ૩)॥ |
| પૌંડ : ૧॥ ડ્રામ | કળશી : ૨॥ શેર | ખાંડી : ૨ મણ |
| ટ્રોય વજનનું તોલ | કળશી : ૨ શેર | ખાંડી : ૨॥ શેર |
| પૌંડ : ૧॥ ઔંસ | | |
| પૌંડ : ૦॥ ઔંસ | કળશી : ૧॥મણ ૪ શેર | ખાંડી : ૨ શેર |
| પૌંડ : ૭॥ પેનીવેટ | ગદિઆણો : ૨ વાલ | ખાંડી : ૩ મણ |
| પૌંડ : ૩॥ પેનીવેટ | ગદિઆણો : વાલ | પ્હાર : ૧॥ ઘડી |

ભાર : ૧॥ મણ
ભાર : ૦॥। મણ
ભાર : ૧૫ શેર
ભાર : ૩॥। શેર
ભાર : ૨ ધડી
ભાર : ૪ શેર
ભાર : ૩ શેર
ટાંક : ૩ રતી
ટાંક : ૧॥ રતી
ટાંક : ૦॥। રતી
ટાંક : ૬ આના
ટાંક : ૨॥ આના
કોડી : ૨॥ નંગ
કોડી : ૧। નંગ
ધા : ૩ તાવ
ધા : ૧॥ તાવ
ધા : ૦॥। તાવ
રીમ : ૨॥ ધા
રીમ : ૧। ધા
રીમ : ૧૫ તાવ
રીમ : ૭॥ તાવ
રીમ : ૨ ધા

રીમ : ૨ તાવ
રીમ : ૧॥ તાવ
ગજ : ૩ તસુ
ગજ : ૧॥ તસુ
ગજ : ૦॥। તસુ
ગજ : ૦॥ આંગળ
વીંઘુ : ૨॥ વસા
વીંઘુ : ૧। વસો
વીંઘુ : ૧૨॥ કાઠી
વીંઘુ : ૬। કાઠી
વીંઘુ : ૨ વસા
વસા : ૨॥ કાઠી
વસા : ૧। કાઠી
ગાલ્લી : ૩॥। મણ
ગાલ્લી : ૭૫ શેર
ગાલ્લી : ૩૭॥ શેર
ગાલ્લી : ૧૮॥। શેર
ગાલ્લી : ૩ મણ
ગાલ્લી : ૫ શેર
મહીનો : ૩॥ દિવસ
મહીનો : ૩ દિવસ
સેંકડો : ૧૨॥ નંગ

સેંકડો : ૬। નંગ
સેંકડો : ૧૦ નંગ
હજાર : ૧૨૫ નંગ
હજાર : ૬૨॥ નંગ
હજાર : ૩૧। નંગ
હજાર : સેંકડો
ગાંસડી : ૧। રીમ
ગાંસડી : ૧૨॥ ધા
ગાંસડી : ૬। ધા
ગાંસડી : ૧ રીમ
એડીઉં : ૪ મણ
એડીઉં : ૨ મણ
એડીઉં : મણ
એડીઉં : ૦॥ મણ
એડીઉં : ૫ શેર
એડીઉં : ૧૨૮ શેર
એડીઉં : ૪ શેર
તોલો : ૪ વાલ
તોલો : ૨ વાલ
તોલો : ૧ વાલ
તોલો : ૦॥ વાલ

## મનોયત્ન ૨.

) શેરના રૂ. ભાર કેટલા ?
૨) શેર : રૂા ભાર,
૩) મણના રૂા. ભાર કેટલા ?
૪) મણના નવટાંક કેટલા ?
૫) મણના : રૂા. ભાર.
૬) મણ : નવટાંક
૭) મણના શેર કેટલા ?
૮) ખાંડીના શેર કેટલા ?
૯) ભારના શેર કેટલા ?
૧૦) કળશીના શેર કેટલા ?
૧૧) ગાલ્લીના શેર કેટલા ?
૧૨) એડાઆના શેર કેટલા ?
૧૩) ગદિઆણાની રતી કેટલી ?
૧૪) માસાની રતી કેટલી ?
૧૫) માણી : શેર
૧૬) કળશી : શેર
૧૭) ખાંડીના : શેર
૧૮) ભાર : શેર
૧૯) ગાલ્લી : શેર
૨૦) એડાઉ. : શેર
૨૧) વર્ષના દિવસ કેટલા ?
૨૨) વર્ષ : દિવસ
૨૩) શેર : ખાંડી
૨૪) કેટલા શેરની માણી ?
૨૫) કેટલી રતીનો તોલો ?
૨૬) કેટલી રતીનો માસો ?
૨૭) કેટલી રતીનો ગદિઆણો ?
૨૮) શેરના નવટાંક કેટલા ?
૨૯) શેરના અધોળ કેટલા ?
૩૦) મણની પાંચશેરી કેટલી ?
૩૧) મણની અઢીશેરી કેટલી ?
૩૨) મણની સવાશેરી કેટલી ?
૩૩) મણના અધોળ કેટલા ?
૩૪) ૩૬ દિવસ : ૧ વર્ષ
૩૫) ૫ ગુંઠા : એકર
૩૬) ૫ પોલ : માઇલ
૩૭) ૦॥ મણ : એડીઉ
૩૮) ૧॥ રતી : તોલો
૩૯) ૬૪ શેર : કળશી
૪૦) કળશીની બશેરી કેટલી ?
૪૧) ૭૫ શેર : ગાલ્લી
૪૨) ૨ વસા : વીંઘુ
૪૩) ગાલ્લીમાં ૫ શેર કેટલીવાર ?
૪૪) ગાલ્લી : ૫ શેર

૪૫) ૨ ધા : રીમ.

૪૭) બેડીઆની ૫ શેરી કેટલી ?

૪૮) બાર : મણ

૪૯) કળશી : બેડીકું.

૫૦) ગાલ્લી : ખાંડી.

૫૧) કાઉન : પૌંડ.

૫૨) પૌંડના કાઉન કેટલા ?

૫૩) વર્ષ : ૧‖ દિવસ

૫૪) ૧‖ ખાંડી : ૭‖ શેર

૫૫) ૧। બાર : ૧‖ મણ.

૫૬) ૧ ગજ : ૦‖ તસુ

૫૭) ૩ અધોળ : ૧‖ મણ.

૫૮) ૨‖ નવટાંક : ૨‖ મણ.

૫૯) ૨। ગાલ્લી : ૧૧। શેર.

૬૦) ૧। પૌંડ : ૧। શિલિંગ

૬૧) કેટલા ફાર્ધિંગ હોય તો શિલિંગ થાય ?

૬૨) નીચેના રૂપીઆની કિંમત કહો.

૧/૨, ૧/૩, ૧/૪, ૧/૫, ૧/૬, ૧/૮, ૧/૧૦, ૧/૧૨, ૧/૧૬, ૧/૨૦, ૧/૨૪, ૧/૨૫, ૧/૩૨,
૧/૪૦, ૧/૪૮, ૧/૫૦, ૧/૬૪, ૧/૮૦, ૧/૯૬, ૧/૧૦૦, ૧/૧૨૦, ૧/૧૯૬, ૧/૨૦૦,

૬૩) ૧/૨, ૧/૩, ૧/૪, ૧/૫, ૧/૬, ૧/૮, ૧/૧૨ ૧/૧૬, ૧/૨૦, ૧/૨૪, ૧/૨૫, ૧/૪૦, ૧/૪૮, ૧/૫૦, ૧/૧૦૦, આનાની કિંમત કહો.

૬૪) ૪‖। પૌંડમાં ૨‖ પૌંડ ઉમેરતાં જે જવાબ આવે તેનું ૭ શિલિંગ ૩ પેન્સ સાથે ગુણોત્તર શું ?

૬૫) રૂ. ૩‖।≈‖ માંથી રૂ. ૦) =‖ બાદ કરો અને જે બાકી રહે તેનું રૂ. ૦‖।≈ ની સાથે ગુણોત્તર શું ?

૬૬) ૭।×૭। નું ૨‖×૨‖ સાથે ગુણોત્તર શું ?

૬૭) ૧‖ મણને કેટલા શેરનું ગુણોત્તર ૮ ?

૬૮) ૨ શેરને કેટલા નવટાંકનું ગુણોત્તર ૮ ?

૬૯) નવટાંકનો કેટલા શેરનું ગુણોત્તર ? ?

૭૦) ગાંસડી ને કેટલા રીમનું ગુણોત્તર ૧૦ ?
૭૧) સેંકડો ને કેટલા નંગનું ગુણોત્તર ૨૦ ?
૭૨) ૩ નવટાંક ને કેટલા શેરનું ગુણોત્તર $\frac{1}{8}$ ?
૭૩) ૧ા રૂપીઆ ને કેટલા આનાનું ગુણોત્તર ૮ ?
૭૪) કેટલા આના ને ૩ાા રૂપીઆનું ગુણોત્તર ૧૨ ?
૭૫) ૩ રૂપીઆ ને કેટલી પાઈનું ગુણોત્તર ૪૮ ?
૭૬) કેટલા તોલા ને ૮ ગદિઆણાનું ગુણોત્તર ૧૬ ?
૭૭) કેટલી કળશી ને ૪ ભારનું ગુણોત્તર ૨ ?
૭૮) ૫ રૂપીઆ ને કેટલી પાઈનું ગુણોત્તર ૧૯૨ ?
૭૯) ૭ શિલિંગ ને કેટલા પેન્સનું ગુણોત્તર ૧૨ ?
૮૦) ૭ પેન્સ ને કેટલા શિલિંગનું ગુણોત્તર $\frac{1}{12}$ ?
૮૧) ૩૨ મણ ને કેટલા શેરનું ગુણોત્તર ૪૦ ?
૮૨) બેડીઉ ને કેટલા શેરનું ગુણોત્તર ૪૦ ?
૮૩) કેટલા મણ ને ૫ નવટાંકનું ગુણોત્તર ૩૨૦ ?
૮૪) ૫ શેર ને કેટલી ખાંડીનું ગુણોત્તર $\frac{1}{160}$ ?
૮૫) કેટલા ગ્રોસ ને ૨૪ ડઝનનું ગુણોત્તર ૨ ?

**સૂચના**--૮૬ થી ૯૫ સવાલના જવાબ અનેક આવશે ?

૮૬) કેટલા રૂપીઆ ને કેટલા આનાનું ગુણોત્તર ૪ ?
૮૭) કેટલા મણ ને કેટલા શેરનું ગુણોત્તર ૪૦ ?
૮૮) કેટલા બેડીઆં ને કેટલી કળશીનું ગુણોત્તર ૮ ?
૮૯) કેટલા આના ને કેટલી પાઈનું ગુણોત્તર ૧૨ ?
૯૦ કેટલા મણ ને કેટલા શેરનું ગુણોત્તર ૧૬ ?

૯૧) કેટલા તોલા ને કેટલા વાલનું ગુણોત્તર ૮ ?
૯૨) કેટલી ગાલી ને કેટલા મણનું ગુણોત્તર ૩૦ ?
૯૩) કેટલી ખાંડી ને કેટલા શેરનું ગુણોત્તર ૪૦ ?
૯૪) કેટલા પૌંડ ને કેટલા શિલિંગનું ગુણોત્તર ૨૦ ?
૯૫) કેટલા શિલિંગ ને કેટલા પેન્સનું ગુણોત્તર ૧૨ ?

# પ્રકરણ ૨.

## કસર.

વ્યવહારમાં પદાર્થોની કિમતની આપ લે ચલણી નાણાંથી કરવામાં આવે છે. નાણામાં હલકું નાણું પાઇ છે. ૦ાા પાઇથી ઉપરાંત થાય તો આખી ગણી લેવા આવે છે, પણ ૦ાા પાઇથી ઓછી થાય તો છોડી દેવામાં આવે છે.

હિસાબ દોકડા, બદામ, વીસવાસીથી ગણવામાં આવે છે. તેમાં પણ ઉપર મુજબ કસર મુકવી. જવાબ દોકડા, બદામ અને વીસવાસીમાં ન માંડતાં તેનું નાણું કરી રૂપીઆ, આના, પાઇમા માંડવો.

---

# પ્રકરણ ૩

## તમામ ગુણોત્તરમાં લાગુ પડતી કુંચીઓ.

૧) ભારે પરિમાણ ઉપરથી હલકા પરિમાણની કિંમત કાઢવાની રીતઃ-

ભારે પરિમાણુની કિંમતને, ભારે પરિમાણુ અને હલકા પરિમાણુના ગુણોત્તરે ભાગતા, ભાગાકાર ભારે પરિમાણુની કિંમતની જાતનો આવશે. જેમકે ૧) રૂ૦ ૨૫॥ એ તોલો તો ૪ વાલનું શું ?

ભારે પરિમાણુની કિંમત રૂા. ૨૫॥ને ભારે પરિમાણુ તોલો અને હલકા પરિમાણુ ૪ વાલના ગુણોત્તર ૮એ ભાગ્યા. ૨૫॥÷૮ એટલે ૨૫॥×$\frac{૧}{૮}$=૫૧ આના=રૂ. ૩)≡ જવાબ આવ્યો. (૨૫॥ રૂપીઆને $\frac{૧}{૮}$ થી ગુણવા અથવા ૨૫॥ને $\frac{૧}{૮}$ રૂપીઆએ ગુણવા એ બરોબર છે. હવે $\frac{૧}{૮}$ રૂપીઓ એટલે બે આના, માટે ૨૫॥×૨ આના=૫૧ આના=રૂ. ૩)≡.) દા. ૨) રૂ. ૬૩) ગાસ્રી તો ૧૨ શેરનું શું ?

ભારે પરિમાણુની કિંમત રૂા. ૬૩)ને ભારે પરિમાણુ ગાસ્રી અને હલકા પરિમાણુ ૧૨ શેરના ગુણોત્તર ૧૦૦ એ ભાગ્યા. ૬૩÷૧૦૦= ૬૩×$\frac{૧}{૧૦૦}$=૬૩ દોકડા=રૂ ૦॥≈ ૦॥ દોકડો જવાબ. (૬૩ રૂપીઆ ×$\frac{૧}{૧૦૦}$=૬૩×$\frac{૧}{૧૦૦}$ રૂા. છે. $\frac{૧}{૧૦૦}$ રૂપીઆ=૧ દોકડો માટે ૬૩×૧=૬૩ દોકડા=રૂ ૦॥≈ ૦॥ દોકડો )

૩) ૭॥ ખાંડીના ૫૨॥ રૂપીઆ તો ૩૦ શેરનું શું ?

ભારે પરિમાણુની કિમત રૂ. ૫૨॥ને ભાર પરિમાણુ ૭॥ ખાંડી અને

---

ગુણોત્તર એ સાદી સંખ્યા છે. છતાં આ રીતમાં તેને વિશેષ (પરિમાણવાળી) સંખ્યા ગણી લેવામાં આવે છે માટે પહેલી સંખ્યા જે વિશેષ સંખ્યા છે તેને સાદી સંખ્યા ગણી લેવી જોઇએ કારણ સ્પષ્ટ છે જેમકે ૫ રૂપીઆ ×૨=૧૦ રૂપીઆ અથવા ૫×૨ રૂપીઆ= ૧૦ રૂપીઆ છે.

હલકા પરિમાણ ૩૦ શેરના ગુણોત્તર ૨૦૦ એ ભાગ્યા. ૫૨।।÷૨૦૦=૨૬। દોકડા=કારણ રૂપીઆનો ૨૦૦મો ભાગ ૦।। દોકડો છે, માટે ૫૨।।×૦।।=૨૬। દોકડા=રૂ. ૦। ૧। દોકડો. જવાબ

## ૨) હલકા પરિમાણ ઉપરથી ભારે પરિમાણની કિંમત કાઢવાની રીત-:

હલકા પરિમાણની કિંમતને હલકા પરિમાણ અને ભારે પરિમાણના ગુણોત્તરે ભાગવા. ભાગાકાર હલકા પરિમાણની કિંમતની જાતનો આવશે જેમકે દા. ૧) રૂ. ૦)=।। નું શેર તો મણનું શું ?

હલકા પરિમાણની કિંમત ૨।। આનાને હલકા પરિમાણ ૧। શેર અને ભારે પરિમાણ મણના ગુણોત્તર $\frac{૧}{૩૨}$થી ભાગ્યા ૨।। આના ÷ $\frac{૧}{૩૨}$ =૨।। આના×૩૨=૮૦ આના=રૂ. ૫) જવાબ. અથવા ૨।।×૩૨ આના=૨। ×૨ રૂપીઆ=૫ રૂપીઆ.

૨) રૂ. ૦) =।નું શેર તો મણનું શું

હલકા પરિમાણની કિંમત ૨। આનાને હલકા પરિમાણ શેર અને ભારે પરિમાણના ગુણોત્તર $\frac{૧}{૪૦}$થી ભાગ્યા ૨।÷$\frac{૧}{૪૦}$=૨। આના × ૪૦=૯૦ આના=રૂ. ૫।।= જવાબ.

૩) ૭।। શેરના ૬ આના તો ૩ ખાંડી શું ?

હલકાના પરિમાણની કિંમત ૬ આનાને હલકા પરિમાણ ૭।। શેર અને ભારે પરિમાણ ૩ ખાંડીના ગુણોત્તર $\frac{૧}{૩૨૦}$થી ભાગ્યા. તો ૬ આના÷$\frac{૧}{૩૨૦}$=૬ આના×૩૨૦=૧૯૨૦ આના=રૂ. ૧૨૦ અથવા ૬×૨૦ રૂપીઆ =૧૨૦ રૂપીઆ જવાબ

## ૩) કિંમત ઉપરથી વજન કાઢવાની રીત:-

જેટલું વજન આપ્યું હોય અને જેટલી કિંમતનું લેવું હોય

તે બેનો ગુણ્યાકાર કરવો, પછી તે ગુણાકારને આપેલી કિંમતે ભાગવાથી જવાબ આપેલા વજનની જાતનો આવશે.

૧) રૂ. ૪૫માં ૧॥ ગાલ્લી મઠ મળે તો રૂ. ૩)માં કેટલા આવશે ? ૧॥×૩=૪॥. ૪॥÷૪૫=$\frac{૧}{૧૦}$ ગાલ્લી=૩ મણ જવાબ.

૨) રૂ. ૭૨નું ૧॥ કળશી તો રૂ. ૬)નું કેટલું ? ૧॥×૬=૯, ૯÷૭૨=$\frac{૧}{૮}$ કળશી=૨ મણ જવાબ,

૩) રૂ. ૦॥। ના ૨૧ નંગ તો રૂ. ૪)નાં કેટલાં ? ૨૧×૪=૮૪÷૦॥।=૧૧૨ નંગ જવાબ

રૂ. ૫૨॥માં ૧॥ ગાલ્લી ગુવાર મળે તો રૂ. ૧)~॥માં કેટલી આવશે ? ૧॥×૧)~॥=૧॥=।. ૧॥=।÷૫૨॥=$\frac{૩}{૩૫}$ ગાલ્લી= ૭॥ શેર.

## મનોયત્ન ૩.

૧) એક આનાનું નવટાંક તો મણનું શું ?
૨) રૂપીઆનું ૪ શેર તો ભારનું શું ?
૩) વાલના સોનાના રૂ. ૧॥। તો ૨॥ તોલાનું શું ?
૪) રૂ. ૭॥ હજાર તો ૧૨૫ નંગનું શું ?
૫) ડઝનના રૂ. ૦)=। તો ૨ ગ્રોસનું શું ?
૬) રૂ. ૦।~નું ૧૦ શેર તો ગાલ્લીનું શું ?
૭) મહીનાના રૂ. ૧૭॥ તો ૧૦ દિવસનું શું ?
૮) ૭॥ વાલના રૂ. ૨॥ તો ૭॥ તોલાનું શું ?
૯) રૂ.૬૦)નું ૨॥ ખાંડી તો રૂ. ૫)નું કેટલું ?
૧૦) રૂ. ૦)=નું ૦॥ મણ તો રૂ. ૧૫)નું કેટલું ?
૧૧) મણના રૂ. ૨॥ તો રૂ. ૧।~નું કેટલું ?
૧૨) રૂ.૧૮॥નું ૨૦ મણ તો રૂ. ૩॥નું કેટલું ?

૧૩) ૭) વર્ષના રૂ. ૧૦૫) તે ૭ મહીનાનું શું ?
૧૪) રૂ. ૧૫) મણ તો ૩ા મણનું શું ?
૧૫) ૩ અધોળના રૂ. ૦ા≈ તો ૩ શેરનુ શું ?
૧૬) ૭ પેનની ૫ પાઇ તો ૫ આનાની કેટલી ?
૧૭) રૂ. ૨૫ાાએ તોલો તો ૪ વાલનું શું ?
૧૮) રૂ. ૧૨ાાનું ૫ મણ તો ૪ શેરનું શું ?
૧૯) ૬૪ કેરીનો રૂ. ૧ાા તો રૂ. ૧)૦ાાની કેટલી ?

---

# પ્રકરણ ૪.

શેરના નવટાંક કેટલા ? અચ્છેરના અધોળ ? મણની પાંચશેરી કેટલી ? માસાની રતી ? દિવસના પહોર? પાયલીની ટિપરી ? ખાંડીના ફરા ?ઔંસના ડ્રામ (દવા તોલવાનું) ? માઇલના ફર્લાંગ ? કવાર્ટરના બુશલ ? બુશલના ગેલન કેટલા ? જ. ૮. ત્યારે ઉપલાં પરિમાણોનું ગુણોત્તર શું ? જ. ૮.

## ૮ ગુણોત્તર આવે એવાં કોષ્ટકો.

શેર ને નવટાંક, અચ્છેર ને અધોળ, મણ ને પાંચશેરી, માસો ને રતી, દિવસ ને પહોર ? પાયલી ને ટિપરી, ખાંડી ને ફરો, ઔંસ ને ડ્રામ (દવા તોલવાનું), માઇલ ને ફર્લાંગ, કવાર્ટર ને બુશલ, બુશલ ને ગેલન ?

એ પરિમાણોમાંથી ભારે પરિમાણ કહો. હલકા કહો. હલકા ભારેનો કેટલામો ભાગ છે ? જ. ૮મો ભાગ. ભારે હલકાથી કેટલા ગણા છે. જ. ૮ ગણા.

જો ભારે પરિમાણના એકમની કિંમત રૂ. ૧ પડે તો હલકા એકમની કિંમત ભારેના કેટલામા ભાગની પડે ? જ. ૮મા ભાગની. રૂપીઆનો ૮મો ભાગ શું ? જ, ૨ આના, રૂપીઆથી કેટલા ગણા આના આવ્યા ? જ. બમણા. પણ જો ભારે એકમની કિંમત રૂ. ૨ પડે તો હલકા એકમની કિંમત કેટલી પડે ? જ. ૪. આના. રૂપીઆથી કેટલા ગણા આના આવ્યા ? જ. બમણા. માટે.

**૧) ભારે એકમના રૂપીઆથી બમણા આના હલકા એકમની કિંમત પડે.**

ભારે પરિમાણના એકમની કિંમત ૧ આનો પડે તો હલકા એકમની કિંમત કેટલી પડે ? જ દેઢ પાઇ. આનાથી કેટલી ગણી પાઇ પડે ? જ. દોઢ ગણી જો ભારે એકમની કિંમત ૨ આના પડે તો હલકા એકમની કિંમત કેટલી પડે ? જ. ૩ પાઈ=૧ પૈસો. આનાથી કેટલી ગણી પાઇ આવી ? જ. દોઢ ગણી. પૈસા કેટલા ગણા આવ્યા ? જ. અડધા. ભારે એકમના આનાથી કેટલા ગણી પાઇ આપવી પડે ? જ. દોઢ ગણી. પૈસા કેટલા ગણા આપવા પડે ? જ. અડધા. માટે

**૨) ભારે એકમના આનાથી દોઢ ગણી પાઇ અથવા અડધા પૈસા હલકા એકમની કિંમત પડે.**

ભારે પરિમાણના એકમની કિંમત ૧ પૌંડ પડે તો હલકા એકમની કિંમત કેટલી ? જ. પૌંડના આઠમા ભાગ જેટલી. પૌંડનો આઠમો ભાગ શું ? જ. ૨ાા શિલિંગ. પૌંડથી કેટલા ગણા શિલિંગ આવ્યા ? જ. અઢીગણા. ભારે એકમના પૌંડથી કેટલા ગણી શિલિંગ આપવી પડે ? જ. અઢીગણી. માટે,

**૩) ભારે એકમના પૌંડથી અઢીગણી શિલિંગ હલકા એકમની કિંમત પડે.**

ભારે પરિમાણના એકમની કિંમત ૧ શિલિંગ પડે તો હલકા એકમની કિંમત કેટલી પડે? જ. દોઢ પેન્સ. શિલિંગથી કેટલા ગણા પેન્સ પડે ? જ. દોઢ ગણા. ભારે એકમના શિલિંગથી કેટલા ગણા પેન્સ આપવા પડે ? જ. દોઢ ગણા. માટે.

**૪) ભારે એકમના શિલિંગથી દોઢ ગણા પેન્સ હલકા એકમની કિંમત પડે.**

ભારે પરિમાણના એકમની કિંમત ૧ પેન્સ પડે તો હલકા એકમની કિંમત કેટલી પડે ? જ. ૦ાા ફાર્ધિંગ. પેન્સથી કેટલા ગણા ફાર્ધિંગ પડે ? જ. અડધા. ભારે એકમના પેન્સથી કેટલા ગણા ફાર્ધિંગ આપવા પડે ? જ. અડધા.

**૫) ભારે એકમના પેન્સથી અડધા ફાર્ધિંગ હલકા એકમની કિંમત પડે.**

આગળ કુંચીઓ કઢાવી છે માટે નીચેના હિસાબ પૂછો.

રૂ. ૧)નું ૧ મણ તો ૫ શેરનું શું ? જ. ૨ આના.

રૂ. ૨)નું ૧ મણ તો ૫ શેરનું શું ? જ. ૪ આના.

રૂ. ૫)નું ૧૬ મણ તો બે મણનું શું જ. ૧૦ આના.

રૂ. ૦)~નું શેર તો નવટાંકનું શું ? જ. દોઢ પાઈ.

રૂ. ૦)≈નું ૧ાા શેર તો ૧ાા નવટાંકનું શું ? જ. ૧ાા પાઇ.

૧ પૈસાનું એક શેર તો ૧ નવટાંકનું શું ? જ. ૦ાા દુપઆનો.

૭ પૈસાનું ૪ શેર તો ૪ નવટાંકનું શું ? જ. ૩ાા દુપઆના.

હવે રૂપીઆના ભાવ પરથી ભારે પરથી હલકાની કુંચીઓ.

* રૂપીઆના ભાવ પરથી ભારેપરથી હલકાની કિંમત.

૧) જેટલા રૂપીઆનું જેટલું ભારે પરિમાણ તેથી બમણા આનાનું તેટલુંજ હલકું પરિમાણ.

૨) જેટલા આનાનું જેટલું ભારે પરિમાણ તેથી દોઢ ગણી પાઇનું તેટલુંજ હલકું પરિમાણ.

૩) જેટલા પૈસાનું જેટલું ભારે પરિમાણ તેથી ૦।। ઉપઆનાનું તેટલુંજ હલકું પરિમાણ.

હલકાથી ભારે કેટલા ગણા છે ? જ. ૮ ગણા.

હવે જો હલકા એકમની કિંમત ૧ રૂ, ૧ આનો, ૧ પૈસો, ૧ પાઇ, ૧ પૌંડ, ૧ શિલિંગ, ૧ પેન્સ, ૧ ફાર્ધિંગ પડે તો ભારે એકમની કિંમત કેટલા ગણી પડે ? જ, ૮ ગણી. એટલે ! ૮ રૂા, ૮ આના=૦।। રૂા, ૮ પૈસા=બે આના, ૮ પાઇ, ૮ પૌંડ, ૮ શિલિંગ, ૮ ફાર્ધિંગ=૨ પેન્સ પડે. માટે.

૧) હલકા એકમની કિંમત ૧ રૂ. પડે તો ભારે એકમની શી ? રૂ. ૮)
૨) ,, ,, ,, ૧ આનો ,, ,, ,, ,, ,, ? રૂ. ૦।।
૩) ,, ,, ,, ૧ પૈસો ,, ,, ,, ,, ? ૨ આના
૪) ,, ,, ,, ૧ પાઇ ,, ,, ,, ,, ? ૮ પાઇ
૫) ,, ,, ,, ૧ પૌંડ ,, ,, ,, ,, ? ૮ પૌંડ
૬) ,, ,, ,, ૧ શિલિંગ,, ,, ,, ? ૮ શિ૦
૭) હલકા એકમની કિંમત ૧ પેન્સ પડે તો ભારે એકમની શી ? ૮ પેન્સ
૮) ,, ,, ,, ૧ ફાર્ધિંગ,, ,, ,, ,, ? ૨ પેન્સ

હલકા એકમપરથી ભારે એકમની કિંમત:—

૧) આનાથી ૦।। રૂપીઆ. ૨) પૈસાથી બમણા આના. ૩)પાઇથી

ાા આના અને બમણી પાઇ. ૪) ફાર્થિંગથી બમણા પેન્સ
આગળ કુંચીઓ કઢાવવી છે માટે નીચેના હિસાબ પૂછો.
રૂ. ૧)નું ૧ નવટાંક તો ૧ શેરનું શું ? જ. ૮ રૂ.
રૂ, ૨)નું ૩ નવટાંક તો ૩ શેરનું શું ? જ. ૧૬ રૂ,
રૂ. ૦)-નું ૧ નવટાંક તો ૧ શેરનું શું જ. ાા રૂ.
રૂ ૦)=નું ૩ નવટાંક તો ૩ શેરનું શું ? જ. ૧ાા રૂ.
૧ પૈસાનું ૧ નવટાંક તો ૧ શેરનું શું જ. ૨ આના.
૪ પૈસાનું ૫ નવટાંક તો ૫ શેરનું શું ? જ ૮ આના.
૧ પાઇનું ૧ નવટાંક તો ૧ શેરનું શું ? જ. ૮ પાઇ
હવે રૂપીઆના ભાવપરથી હલકા પરથી ભારેની કુંચીઓ કઢાવો.

*** રૂપીઆના ભાવપરથી હલકાપરથી ભારેની કિંમત—**

૧) જેટલા રૂપીઆનું જેટલું હલકું પરિમાણ તથા ૮ ગણા રૂપીઆનું તેટલુંજ ભારે પરિમાણ.

૨) જેટલા આનાનું જેટલું હલકું પરિમાણ તેથી ાા રૂપીઆનું તેટલુંજ ભારે પરિમાણ

૩) જેટલા પૈસાનું જેટલું હલકું પરિમાણ તેથી બમણા આનાનું તેટલુંજ ભારે પરિમાણ.

૪) જેટલાં પાઇનું જેટલું હલકું પરિમાણ તેથી ૮ ગણી પાઇનું તેટલુંજ ભારે પરિમાણ.

ઉદાહરણ—

૧) રૂ. ૩)નું શેર ૨ તો નવટાંકનું શું ? જ. રૂપીઆથી બમણા આના. માટે ૩×૨=૬ આના=રૂ. ૦)=

૨) ૫ આનાનું ૨ણ તો ૫ શેરનું શું ? જ. આનાથી દોઢ ગણી

પાઇ. માટે ૫×૧॥=૭॥ પાઇ=રૂ. ०)०॥ ૧॥ પાઇ.

૩) ૨॥ પૌંડમાં ૧ માઇલ રેલવે દુરસ્ત થાય તો ૧ ફર્લાંગ રેલવે દુરસ્ત કરામણી શું ખર્ચ થશે ? જ. પૌંડથી ૨॥ ગણી શિલિંગ માટે ૨॥×૨॥=૬। શિલિંગ.

૪) ૩ શિલિંગમાં ૧ ઔંસ દવા મળે તો ડ્રામનું શું ? જ. શિલિંગથી દોઢા પેન્સ માટે ૩×૧॥=૪॥ પેન્સ

૫) ૪ પેન્સમાં ૧ માઇલની મુસાફરી થાય તો ૧ ફર્લાંગ મુસાફરીનું શું આપવું પડશે ? જ. પેન્સથી ०॥ ફાર્ધિંગ, માટે ૪×०॥=૨ ફાર્ધિંગ=०॥ પેન્સ.

૬) રૂ. ૫)નું ૩ માસા તો દસ આનાનું કેટલું ? જ. રૂપીઆથી બમણા આના છે. માટે માસા જેટલીજ રતી એટલે ૩ રતી=૧ વાલ

૭) ૪ આનાનું ૨ પાયલી તો ૬ પાઇનું કેટલું ? જ. આનાથી દોઢ ગણી પાઈ છે, માટે પાયલી જેટલીજ ટીપરી એટલે ૨ ટીપરી.

૮) ૨ પૈસાનું ૩ શેર તો ૧ ઉપઆનાનું (०॥॥ પાઇનું) કેટલું ? જ. પૈસાથી અડધા ઉપઆના છે, માટે શેર જેટલાજ નવટાંક એટલે ૩ નવટાંક=શેર ०।=

૯) રૂ. ૨૫)નું ૨ ખાંડી તો રૂ. ૧॥-માં કેટલું આવે ? જ. રૂપીઆ જેટલાજ આના છે, માટે ખાંડીથી અડધા ફરા એટલે ૧ ફરો.

૧૦) ૬ આનાનું ૪ શેર તો ૪॥ પાઇ (૬ ઉપઆના)નું કેટલું ? જ. આના જેટલા ઉપઆના છે માટે શેરથી અડધા નવટાંક એટલે ૨ નવટાંક=०। શેર.

૧૧) રૂ. ૧)નું ૫ શેર તો મણનું શું ? જ. રૂપીઆથી ૮ ગણા રૂપીઆ માટે ૮ રૂ.

૧૨) રૂ. ૦)=નું નવટાંક તો શેરનું શું ? જ. આનાથી ૦॥ રૂપીઆ માટે ૨×૦॥=૧ રૂ.

૧૩) ૩ પૈસાની ટીપરી તો પાવલીનું શું ? જ. પૈસાથી બમણા આના, માટે ૩×૨=૬ આના=રૂ. ૦।=

૧૪) ૨ પાઈનું નવટાંક તો શેરનું ? જ. પાઈથી ૮ ગણી પાઈ, માટે ૨×૮=૧૬ પાઈ=રૂ. ૦)–ા ૧ પાઈ.

૧૫) ૦॥ પૌંડના બુશલ ઘઉં મળે તો ક્વાર્ટરનું શું ? જ. પૌંડથી ૮ ગણા પૌંડ માટે ૦॥×૮=૪ પૌંડ.

૧૬) ૨॥ શિલિંગમાં ગૅલન કેરોસીન મળે તો બુશલ કેરોસીનનું શું ? જ. શિલિંગથી ૮ શિલિંગ માટે ૨॥×૮=૨૦ શિલિંગ=૧ પૌંડ.

૧૭) ૩।।। પેન્સમાં ૧ ડ્રામ દવા મળે તો ૧ ઔંસનું શું ? જ. પેન્સથી ૮ ગણા પેન્સ, માટે ૩।।।×૮=૩૦ પેન્સ=૨॥ શિલિંગ.

૧૮) ૧। ફાર્થિંગમાં ૧ ડ્રામ દવા મળે તો ૧ ઔંસનું શું ? જ. ફાર્થિંગથી ૮ ગણા ફાર્થિંગ માટે ૧।×૮=૧૦ ફાર્થિંગ=૨॥ પેન્સ.

૧૯) ૩ આનાનું નવટાંક તો ૩ રૂપીઆનું કેટલું ? જ. આના જેટલાજ રૂપીઆ છે. માટે નવટાંકથી બમણા શેર એટલે ૨ શેર.

૨૦) ૨ ઉપઆનાનું (૧॥ પાઈનું) નવટાંક તો ૨ આનાનું કેટલું ? જ. ઉપઆના જેટલાજ આના છે. માટે નવટાંકથી બમણા શેર એટલે ૨ શેર.

૨૧) રૂ. ૫)નું ૩ નવટાંક તો ૪૦ રૂપીઆનું કેટલું ? જ. રૂપીઆથી ૮ ગણા રૂપીઆ છે, માટે નવટાંક જેટલાજ શેર એટલે ૩ શેર.

૨૨) રૂ. ૦)≡ નું ૨ નવટાંક તો રૂ. ૧ાનું કેટલું ? જ. આનાથી ૦ા રૂપીઆ છે, માટે નવટાંક જેટલાજ શેર એટલે ૨ શેર.

૨૩) ૩ પૈસાનું ૫ નવટાંક તો ૬ આનાનું કેટલું ? જ. પૈસાથી બમણા આના છે, માટે નવટાંક જેટલાજ શેર એટલે ૨ શેર.

૨૪) ૨ પાઇનું ૩ નવટાંક તો ૧૬ પાઇનું કેટલું ? જ. પાઇથી ૮ ગણી પાઈ છે, માટે નવટાંક જેટલાજ શેર એટલે ૩ શેર.

## મનોયત્ન ૪.

૧) રૂ. ૦ા≈ શેર તો નવટાંકનું શું ?

૨) ૫ શેર બોરના ૩ આના તો મણનું શું ?

૩) નવટાંક હીંગના રૂ. ૦)≡ા તો શેરનું શું ?

૪) રૂ. ૨ા એ શેર હીંગ મળે તો રૂ. ૧ા≈ાની કેટલી ?

૫) મણના રૂ. ૧ાા તો ૫ શેરનું શું ?

૬) રૂ. ૨ાએ શેર તો ૫ રૂપીઆભારનું ?

૭) ૨ા પૈસાનું ૫ શેર તો મણનુ શું ?

૮) રૂ. ૦)~ાનું શેર તો રૂ. ૧ાનું કેટલું ?

૯) ૫ શેરના રૂ. ૦ા≈ તો મણનું શું ?

૧૦) રૂ. ૩ાા એ મણ તો ૧ા મણ ૫ શેરનું શું ?

૧૧) મણ મગના રૂ. ૨ા≈ા તો મણ ૩) ૫ શેરનું શું ?

૧૨) રૂ. ૧ા≈ાનું મણ તો ૨ા મણ ૫ શેરનું શું ?

૧૩) ટીપરીની ૫ પાઇ તો પાયલીનું શું ?

૧૪) ૧ આનાની ૧ા પાયલી તો ૩ાા ટીપરીનું શું ?

૧૫) મણ મગના રૂ. ૨)≈ તો ૧૫ શેરનું શું ?

૧૬) રૂ. ૬ાની મણ ખાંડ તો ૦ા મણ ૫ શેરનું શું ?

૧૭) રૂ. ૦ાાનો માસો તો રૂ. ૦ા≈ાનું કેટલું ?
૧૮) ૫ શેર દૂધીના રૂ. ૦)≋ા તો ૪ાા મણનું શું ?
૧૯) ૧ાા માસાનો રૂ. ૦)− તો દોઢ પાઉંનું કેટલું ?
૨૦) રૂપીઆની ૫ શેર ખાંડ તો શેર ૦ા≈નું શું ?
૨૧) શેર ૦ાા નો એક આનો તો ૨ાા શેરનું શું ?
૨૨) રૂ. ૨૧ાા≈ મણ તો ૨ાા મણ ૫ શેરનું શું ?
૨૩) રૂ. ૦ા≈માં એક માઇલની મુસાફરી થાય તો ફર્લાંગ મુસાફરીનું શું બેસે ?
૨૪) ૩ાા શિલિંગમાં ૧ માઇલની મુસાફરી થાય તો ૫ માઇલ ૨ ફર્લાંગ મુસાફરીનું શું ખર્ચ થાય ?
૨૫) રૂ. ૦)≋નું ૫ રૂપીઆભાર તો શેરનું શું ?
૨૬) ૩ા પૈસાનું ૫ શેર તો મણનું શું ?
૨૭) ૨ા પૌંડમાં માઇલની મુસાફરી થાય તો ૨ા શિલિંગમાં કેટલી મુસાફરી થશે ?
૨૮) રતીના રૂ. ૦ા≋ તો ૨ા માસાનું શું ?
૨૯) ૫ શેર વેગણના રૂ. ૦)≋ાાા તો રૂ. ૧ા≈ામાં કેટલા આવે ?
૩૦) રૂડ જમીનના ૩ાા પૌંડ પડે તો ૫ પોલનું શું ?
૩૧) વર્ષનો પગાર ૨ાા શિલિંગ તો ૧ાા મહીનાનો કેટલો ?
૩૨) ૨ા પૌંડમાં ૧ાાઔંસ દવા મળે તો પૌંડ દવાનું શું બેસે ?
૩૩) ૨ાા પૌંડમાં ગ્રોસ લેંપ આવે તો ૧ાા ડઝનનું શું ?
૩૪) કેરળા ઘઉંના રૂ. ૨૧ા≈ાા બેસે તો ૦ાા મણ ૫ શેરનું ?
૩૫) મોટા હીરાના રૂ. ૨૨ાાા તો ૨ાા મણ ૫ શેરનું શું ?
૩૬) ગજ બનાતના રૂ. ૩ાા તો ૩ તસુનું શું ?

૩૭) રૂ. ૯પાા એ ગાલ્લો તો ૩ાા મણનું શું ?
૩૮) ગદિઆણા સોનાના રૂ. ૧૪ાા તો ૩ વાલનું શું ?
૩૯) રૂ. ૧૮ાા એ સેંકડો તો રૂ. ૨ાાના કેટલા નંગ ?

### ૧૬ ગુણોત્તર આવે એવાં કોષ્ટકો.

શેર ને અધોળ; મણ ને અઢીશેરી; કળશી ને મણ; ગદિઆણો ને વાલ. ફરો ને પાયલી; ઔંસ ને દ્રામ (એવ) પૌંડ ને ઔંસ (એવ); ગુઠો ને ચોરસ આના; પૌંડ ને ૦ાા ઔંસ (દવાનું); માઇલ ને ૦ાા ફર્લાંગ,

### ભારે એકમ ઉપરથી હલકા એકમની કિંમત—

૧) રૂપીઆ જેટલા આના. ૨) આના જેટલાજ ઉપઆના.
૩) પૌંડથી ૧ા ગણા શિલિંગ. ૪) શિલિંગથી પોણા પેન્સ

### હલકા એકમ ઉપરથી ભારે એકમની કિંમત --

૧) આના જેટલાજ રૂપીઆ,
૨) પૈસાથી ૪ ગણા આના અથવા પૈસાથી ૦ા ગણા રૂપીઆ
૩) ફાર્ધિંગથી ૪ ગણા પેન્સ

### અનોયત્ન ૫.

૧) શેરના રૂ. ૪ા તો અધોળનું શું ?
૨) મણના રૂ. ૪ાા તો ૨ાા શેરનું શું ?
૩) મણના રૂ. ૫ા તો ૨ાા શેરનું શું ?
૪) મણના રૂ. ૦ાાર્ર તો કળશીનું શું ?
૫) રૂ. ૧૨ાા કળશી તો ૨ા મણનું શું ?
૬) રૂ. ૧૪ાાનું ૦ાા તોલો તો ૪ાા વાલનું શું ?

૭) રૂ. ૧)ᴖનું વાલ તો ગદિઆણાનું શું ?
૮) ૦ાા તોલાના રૂ. ૧૩ાાા તો ૨ વાલનું શું ?
૯) ૩ાા પૈસાની પાયલી તો ફરાનું શું ?
૧૦) રૂ. ૧૭ાા ફરો તો ૩ ફરાનું શું?
૧૧) એક એકર જમીનનું ગણોત રૂ. ૨ાા તો રૂ. ૦ાાᴖા કેટલી જમીનનું ગણોત આવે ?
૧૨) ૧ાા કળશીના રૂ. ૪૨ાા તો ૧ાા મણનું શું ?
૧૩)રૂ. ૧ાાા ફરો તો ૯ પાયલીનું શું ?
૧૪) રૂ. ૧૩ાાનું મણ તો ૩ અઢીશેરીનું શું
૧૫) રૂ. ૯ાᴖનું મણ તો ૧ાા મણ ૨ાા શેરનું શું ?
૧૬) ૨ાા શેરના ૩ પૈસા તો મણનું શું ?
૧૭) રૂ. ૧૫ાાᴖ ગદિઆણો તો ૨ાા વાલનું શું ?
૧૮) રૂ. ૫૬ાાᴖ કળશી તો મણનું શું ?
૧૯) ૨ાા શેરના રૂ. ૦)ᴖા તો ૨ાા મણનું શું ?
૨૦) રૂ. ૧૧ાᴖ ગદિઆણો તો ૭ાા વાલ ૦ાા રતીનું શું?
૨૧) રૂ. ૦)ᴖાા નું અધોળ તો રૂ. ૦ાાᴖનું કેટલું ?
૨૨) રૂ. ૧)નું ૧ા શેર તો રૂ. ૦ાᴖનું કેટલું ?
૨૩) ૨ાા શેરનો રૂ. ૦)ᴖ તો શેર ૦ાᴖનું શું ?
૨૪) ૩ાા અધોળનો રૂ. ૦)ᴖ તો શેર ૭)નું શું ?
૨૫) પૈસાનું ૧ાાા શેર તો ૦ાા મણ ૧ શેરનું શું ?
૨૬) રૂ. ૧)નું ૦ાા મણ તો ૨ાા શેરનું શું ?
૨૭) રૂ. ૩)નું ૨ાા મણ તો ૬ા શેરનું શું ?
૨૮) ૨ાા શેરનો એક પૈસો તો ૭ાા મણનું શું ?

૨૯) રૂ. ૦)–ાનું ૨॥ શેર તો રૂ. ૨નું કેટલું ?
૩૦) રૂ. ૨॥। ગદિઆણો તો ૪॥ વાલનું શું ?
૩૧) રૂ. ૦)≡ાનું ૩॥ શેર તો ૧। મણ ૬ શેરનું શું ?
૩૨) પાયલીના રૂ. ૦)=। તો ફરાનું શું ?
૩૩) રૂ. ૨૭॥= ગુંઠો જમીન તો ૩ આના જમીનનું શું ?
૩૪) રૂ. ૧॥–નું ૧। શેર તો અધોળનું શું ?
૩૫) રૂ. ૧૫॥=નું ૧॥ મણ તો રૂ. ૩॥=ામાં કેટલું આવે ?
૩૬) ૨ પૈસાનું ૨॥ શેર તો રૂ. ૧॥–નું કેટલું ?
૩૭) ૨। પૈસાનું શેર તો રૂ. ૫॥=નું કેટલું ?
૩૮) ફરાના રૂ, ૩।।≡ તો ૩॥ પાયલીનું શું ?
૩૯) રૂ. ૯૩॥। ખાંડી તો ૧। મણનું શું ?
૪૦) રૂ. ૬૩॥। બેડીઉં તો ૨ મણનું શું ?
૪૧) રૂ. ૧૦૫) આલશી તો ૧॥। મણ ૫ શેરનું શું ?
૪૨) રૂ. ૨૩॥= ભાર તો ૧॥ મણનું શું ?
૪૩) રૂ. ૨૧।= ગજ તો ૧॥ તસુનું શું ?
૪૪) ૪॥ તસુના રૂ. ૦॥–॥ તો ૩ ગજનું શું ?
૪૫) ૨ વાલના રૂ. ૦॥=॥ તો તોલાનું શું ?
૪૬) રૂ. ૦)≡ના ૫ નંગ તો ૮૦ નંગનું શું ?
૪૭) ૧૨૫ નળીઆનાં રૂ. ૨॥= તો બે હજારનું શું ?
૪૮) રૂ. ૧૨॥। ગ્રોસ તો ૯ નંગનું શું ?
૪૯) રૂ. ૪૩) ગાલ્લી તો રૂ. ૨।≡નું કેટલું ?
૫૦) રૂ. ૨૩॥ હજાર તો રૂ ૧।≡ાના કેટલા નંગ ?
૫૧) રૂ. ૩૨ાનું ૧। ખાંડી તો ૧॥ મણ ૨॥ શેરનું શું ?

૫૨) ડઝનનો રૂ. ોાા તો રૂ. •)૩ના કેટલા નંગ ?
૫૩) રૂ. ૧૦૦)નું વ્યાજ રૂ. ૫) મળે તો રૂ. ૬ાનું કેટલું મળશે ?
૫૪) ૨ાા મણના રૂ. ૬ાાન્ન તો ૨ ખાંડીનું શું ?
૫૫) રૂ. ૩૫)નું વ્યાજ રૂ. ૦)૩ તો રૂ ૫૬૦)નું કેટલું ?

---

## ૩૨ ગુણોત્તર આવે એવાં કોષ્ટકો.

તોલો ને વાલ, ખેડીઉં ને મણ; ટ્રાય પૌંડ ને રૂપીઆભાર; બુશલ ને કવાર્ટર; કવાર્ટર ને પેક; મણ ને સવાશેરી; કળશી ને અધમણીઓ; શેર ને ૧ા રૂપીઆભાર.

### ભારે એકમપરથી હલકા એકમની કિંમત.

૧) રૂપીઆથી અડધા આના   ૨) આનાથી અડધા ઉપઆના
૩) પૌંડથી ૭ા ગણા પેન્સ.   ૪) શિલિંગથી દોઢ ગણા ફાર્ધિંગ.

### હલકા એકમ ઉપરથી ભારે એકમની કિંમત—

૧) આનાથી બમણા રૂપીઆ.   ૨) પૈસાથી અડધા રૂપીઆ
૩) ફાર્ધિંગથી ૮ ગણા પેન્સ,

### મનોયત્ન ૬.

૧) રૂ. ૩ાા મણ તો ૧ાશેરનું શું આપવું ?
૨) રૂ. ૨૫) મણ તો ૧ા શેરનું શું ?
૩) રૂ. ૧૬ાા≈ ખેડીરૂં તો મણનું શું ?
૪) રૂ. ૩૬) તોલો તો ૧ વાલનું શું ?
૫) રૂ.૨૫ાાા તોલો તો ૩ વાલનું શું ?
૬) રૂ. ૨૪ા કળશી તો ોા મણનું શું ?
૭) ોા મણના રૂ. ૨ાા[illegible]ાા તો કળશીનું શું ?

૮) રૂ. ૫૫॥ બેડીકું તો રૂ. ૧૦।≈॥નું કેટલું ?
૯) રૂ. ૦॥−નું વાલ તો રૂ. ૯॥−નું કેટલું ?
૧૦) ૩ પૈસાનું ૧॥ શેર તો મણનું શું ?
૧૧) રૂ. ૨૭॥ તોલો તો ૭॥ વાલ ૨॥ રતીનું શું ?
૧૨) રૂ, ૧॥−નું ૨ વાલ તો તોલાનું શું ?
૧૩) રૂ. ૨૧॥નું મણ તો ૩૮॥ શેરનું શું ?
૧૪) ૧॥ શેરના રૂ. ૦)≡॥ તો મણનું શું ?
૧૫) રૂ. ૩૨॥≈ તોલો તો રૂ. ૮)≈॥ નું કેટલું ?
૧૬) રૂ. ૦॥≈નું ૨ વાલ તો ૪ ગદિઆણાનું શું ?
૧૭) વાલનો રૂ. ૦॥ તો રૂ. ૧૨) માં કેટલું આવે ?
૧૮) ૩ પૈસાનું ૧॥ શેર તો રૂ- ૩॥ નું કેટલું ?
૧૯) વાલના રૂ. ૦)≈॥ તો ૧॥ ગ. ૭॥ વાલ ૧॥ રતીનું શું ?
૨૦) રૂ. ૨૩॥≡ મણ તો ૭॥ શેરનું શું આપવું ?
૨૧) ૦॥ મણના રૂ ૦)≡॥ ૦॥ કળશીનું શું ?
૨૨) રૂ. ૧૮॥ મણ તો રૂ. ૦॥≡નું કેટલું ?
૨૩) ૨॥ શેરનો રૂ. ૦)− તો ૪॥ મણનું શું ?
૨૪) રૂ. ૦)≡॥નું ૧॥ મણ તો ૧॥ બેડીઆનું શું ?
૨૫) રૂ. ૨૫॥ તોલો તો રૂ. ૩॥≡॥નું કેટલું ?
૨૬) રૂ. ૦॥≈નું ૨૦ શેર તો ૧ ગાલ્લી ૨ મણનું શું ?
૨૭) ઘડીના રૂ. ૨॥ તો ૧॥ શેરનું શું ?
૨૮) રૂ. ૨૬૨॥ વીંધુ તો ૧૨॥ કાઠીનું શું ?
૨૯) હજારના રૂ. ૧૫) તો રૂ. ૦≡॥ના કેટલા નંગ ?
૩૦) ગાલ્લીના રૂ, ૫૪॥ તો ૭॥ મણ ૭॥ શેરનું શું ?

